# પુષ્પ પાંખડી.

: કર્તા :

આર. જી. મોરાણી બી. એ. એલ એલ. બી.
મુ. લાઠી



: પ્રકાશક :

વાઘજીભાઇ તુળશીભાઇ પટેલ.

# પ્રસ્તાવના



હિંદુસમાજ આજે અધોગતિમાં સબડી રહ્યો છે. તેના એકેએક અંગમાં વિષ વધતુ જાય છે તેનો પ્રતિકાર કરવાને દેશનો સમજુ વર્ગ તન તોડ મહેનત કરતો રહ્યો છે અને કરે છે. વિધવાની આપણા સમાજમાં કરૂણ કહાણી છે. તેના પર ગુજરતા સિતમ કોઇપણ સખત હૃદયના માણસને અશ્રુપાત કરાવે છે. જે સમાજને વ્યવસ્થિત રહેવું હોય તેને આવી ભયંકર પ્રથામાં ફેરફાર કર્યે છુટકો છે. સંસ્કારી અને અસંસ્સકારી વરવધૂને સાંકળી દેવાની રીત તેનાથી પણ બુરી છે. પાંચમી સદી જેવા જૂના વિચાર વાળા માણસને એ ભાગ્યેજ ખબર રહે છે કે આમ કરવાથી પુત્ર પુત્રીઓને સુખ સાંપડવાને બદલે હમેશાની હૃદયયાતના ભોગવવી પડશે. છુપા આંસુ, છુપા બળાપા એ આવા યોગનો વારસો છે. યુવક કે યુવતી આવા સંજોગમાં હોય વરાળ કાઢી ખતમ થઇ જાય છે. આજે કેટલાકની રાખ પણ દયાની પ્રાર્થના કરી રહી હશે. આવા સવાલો તરફ ભાગ્યેજ સમાજે દ્રષ્ટિપાત કર્યો હશે.

હરેક સંસ્કારી યુવાન કે યુવતીનું જીવનનાવ ખરાબે ચઢી જતાં ભાગી ભૂકો થતાં ક્યાં આપણે નથી જોયું ? જુનાં વિચાર વાળાં ફક્ત ઉમરની. અસમાનતા, વિદ્યાની અસમાનતા, સ્વભાવની અસમાનતા, રૂપ રંગની અસમાનતા, આ અસમાનતાઓ જાણે બહુ વિચારવા જેવી બાબત ન હોય, તેમ યુવાન યુવતીઓને સાંકળી દેવામાં આવે છે. આ સંબંધી આપણો સમાજ ઉદાસીન છે. આ પ્રથાપર જોઇએ તેવો વિચાર નથી થયો. આ રાક્ષસી રૂઢી તાત્કાલીક સુધારો માગે છે. જેણે અકાળે કેટલાક યુવાનનું હીર ચુસી લીધુ હશે એનો હિસાબ સમાજના ચોપડામાં નહિ જડે ?

૨ આપણા ગૃહની કુળવધૂઓને પણ પુત્રી પ્રમાણે લેખવામાં સમાજ જાણે કેમ હલકો પડી જતો હોય, તેમ એ બીજુ ઝરી પુરાણી પ્રથાપર એક અક્ષર હજુ કોઇ કાઢતું નથી. વહુ એટલે તે ઘરના તમામ માણસની દાસી એ ભાવના નાબુદ થવાની જરૂર છે. વહુને પણ જ્યાં સુધી બધા કુટુંબ જનની જેમ માનપાન નહિ મળે ત્યાં સુધી એ આપણી લક્ષ્મી નહિ રહે, ત્યાંસુધી આપણા ઘરમાં દેવરમણ નહિ હોય ત્યાંસુધી આપણી વંશકુલ વેલડી નહિ ફાલે ફુલે.

(૩) આ સાથે એક કડવી વાત મારા યુવાન કાલેજી-અન બંધુને કહી દઉં. તમારી વિદ્યાનું સાર્થક લાંબી પહોળી વાતો કરવામાં નથી. ગમે તેને ઓર્થોડોક્સ કહી તેના તરફ ઘૃણાથી જોવામાં નથી. અભણ ગામડીઆ તરફ બુર (Boor) કહી કટાક્ષ કરવામાં નથી. પણ જો ઉચ્ચ કેળવણી સાર્થક કરવા માગતા હો તો આજનો ચાલતો ઇતિહાસ તપાસો, જૂનાંમાંથી પણ જાણવાનું ઘણું છે, એમ સમજો. તમે બહુ સમજો છો, એ જીદ છોડી દ્યો, બહુ બોલવા કરતાં સામાનું સાંભળો અને પછી ધીરજથી જે કહે-વુ હોય તે કહો. બહુ આદર્શ સેવવા કરતાં નગદ કરવાનું હોય તે કરો. આદર્શ એ તો કવિદીલનો ઉચ્ચ મન ઉડ્ડ-યન છે. તેમાં બહુ ઝાઝુ નહિ પમાય. એટલેજ કહું છું કે દરેક કોલેજીઅનને સરસ્વતીચંદ્ર જેવાં ચાળાં કરવાં છે અને કુમુદ જેવી સ્ત્રી જોઇએ છે. આ મનસ્થિતિ બરાબર નથી. અંગ્રેજી ભણવાથી બહુ ઉસ્તાદ થવાય એ ભ્રમ હવે તમારા મગજમાંથી જવો જોઇએ. આપણા જમાનામાં પણ ધર્મા-નંદ કૌસંબી, અમૃતલાલ સુંદરજી પઢીયાર અને પંડિત ઇંદ્રજી થાય છે. તેમને કેળવવામાં અંગ્રેજી વિદ્યાનું શરણ નથી લીધું. ફકત નકાલે સાહેબ જે દહાડે આપણા પુરા-ણને બધાં ગપ કહ્યા, ક્ષીરસાગરની મશ્કરી કરી, ત્યારથી

આપણે પણ એ ઉપહાસમાં જોડાયા અને આપણા ઉજ્જવળ ઇતિહાસ ઉપર ધૂળ વાળી. આજે ફરીથી એ ધૂળ ખરી જાય છે અને આપણે જોઇએ છીએ કે હિંદુસ્તાન પણ એક વખત સુધારાની ટોચ ઉપર હતું કે દહાડે જે યુરોપમાં મધ્યરાત્રિ હતી. ફરીથી એવા ભારતનું ચણતર કરવાને યુવાનો ફાળો આપે એ ઇચ્છવા જેવું છું.

છેવટમાં ધર્મને નામે હિંદુસ્તાનમાં જે ધતિંગો પોપાયાં છે તેને ઉન્મૂલ કરવામાં આર્યસમાજીનો ફાળો ઘણો છે. વિધવા વિવાહ, નારીઉદ્ધાર, અંત્યજોદ્ધાર વિગેરે સામાજીક કાર્યમાં તેમનો ફાળો જબરો છે. અને વેદસ્તવનના ડંકોનિશાન ઠેક ઠેકાણે ફેરવી આપણને વિનાશના માર્ગમાંથી (Halt) હાલ્ટ કરવાનું એમનું કાર્ય એમણે કર્યું છે. આપણા ભવિષ્યના હિંદુસમાજની પુનર્ઘટના જ્યારે થશે ત્યારે આર્યસમાજીઓની સેવાની પિછાન થશે, એવો મારોનમ્ર અભિપ્રાય છે.

"પુષ્પપાંખડી" વાંચકવૃંદ સમક્ષ મૂકવામાં મને આજે આનંદ થાય છે. આ પાંખડીમાંથી ઉપરના વિષયમાંથી કંઇને કંઇ મળે અને આપણા યુવાનને પસંદ પડેતો એ મારૂં અહોભાગ્ય સમજું છું.

એમાં કદાચ વાંચનારને A high flight of imagination ઉચ્ચોડ્ડયન માલમ નહી પડે, કદાચ અન્ય કવિના જેવાં આંદોલન નહીં મળે, પણ છતાં મને આશા છે કે એ કવિતાઓ આપના કાનમાં ગણગણશે અને કહેશે કે આ રહ્યું તમારૂં સડેલું સમાજજીવન અને તેમાંથી જોઇતા સુધારા કરી લ્યો. આપણા જીવનની ઝાંખી રૂપરેખા હું જેટલી આલેખી શકું તેટલી આલેખવા પ્રયાસ કર્યો છે, અને તેમાંથી વાંચનારને કોઇ પ્રેરણા મળી જાય તો જરૂર હું મારો પ્રયાસ સફળ ગણું છું.

લી૦ કર્તા



# અર્પણપત્ર

શ્રીયુત કૃષ્ણચંદ્રસિંહજી સાહેબ.

ભાવનગર

આપને આ "પુષ્પ પાંખડી" વિનમ્રભાવે અર્પણ કરૂં છું, તે સ્વીકારી આભારી કરશોજી.

લી॰ સેવક

આર. જી. મોટાણી

# પુષ્પ પાંખડી



: કતા :

આર. જી. મોરાણી.
બી. એ. એલ. એલ બી.



: પ્રકાશક :

ચાવજીભાઈ તુળશીભાઈ પટેલ.

# અનુક્રમણિકા.

# સંસાર સમશ્યા



ચડતી પડતી તડકા છાંયા
એ કુદરતના ખેલો છે
સુખ દુઃખ સમજે દેહ ધર્મ
વીરલા એવા કોઇક જ છે...ચડતી

સીતા ગ્રહીદિન એક નિશાચર
લંકા પ્રતિ એ જાયે
એક દીવસ રણુમાં રડવડીઓ
ઇતિહાસે એ સાખ ખરે...ચડતી

લાખા ગ્રહમાંથી પાંડવો નાસ્યા
કુંતી માતની સાથે
વિરાટમાં છુપા જઇ વસીયા.
એ પણ એવો દિન આવ્યે...ચડતી

ફાડયુ અર્ધપટ અરધી રાતે
હૃદય હીણા થઇ નળ રાયે
અયોધ્યામાં આશરો લઈને
સતી પરણવા ફરી જાયે...ચડતી

આજાનબાહુ અને બાણાવળી
પાંડુ પુત્ર અર્જુન હતો
એ બાહુ બળહિન પડયાં
એક દિન કાબાથી લુંટાયો...ચડતી

આફત આવી કૃષ્ણચંદ્ર પર
હોવા છતાં એ મોરારી
છુટયુ તીર તે પડયુ ભાલમાં
બંસીધરનો પ્રાણ હરી...ચડતી

*　　　*　　　*

 ૧૪૯

# મુરલીધર



કહો કાનાને બંસી બજાવ્યાં કરે
બજાવ્યાં કરે અમીરસ પાયાંકરે...કહો
કદંબ વૃક્ષની વિટપમાં બેસી
બંસીનો સુર સુણાવ્યા કરે...કહો

ઉપનિષદનાં અમર સરોદો
હલધર બંધુ હલાવ્યાં કરે ..કહો
સરિતા યમુનાનો એ તારો
ગીતાનું ગાન ગજાવ્યાં કરે...કહો

ગોપીજનનો કૃષ્ણ વલ્લભ
વેદ પરિમલ પસાર્યાં કરે...કહો
પરમ મિત્ર પાંડવ બંધુનો
ઓમ્ ઓમ્ આલાપ્યાં કરે...કહો

*　　　*　　　*

# બંસીધરની બંસી.



મધુરી વાગે વાલાજીની વાંસળી
હરતાં ફરતાં રમતાં એ સંભળાયજો...મધુરી
ઉન્નત ગંગાની એ રૂપાળી બેનડી
મંજુલ સ્વરથી પાવન કરતી જાય જો...મધુરી

રાધાજીની એ લટકાળી સમોવડી
સંભળાવે ગરવી ગીતાનાં ગાન જો...મધુરી
ઉદ્ધવજીની એ શિક્ષક કિન્નરી
ગોપી જનની એ છે આત્મારામ જો...મધુરી

ઉપનિષદ્‌ના ઓજસ્‌ને લલકારતી
વેદાધ્યયનનું ગંભીર સુસંગીત જો...મધુરી
બાલ કનૈયાની વેણુમાં વાગતુ
શબ્દ બ્રહ્મનો વહી જતો રણકાર જો—મધુરી

* * *

# મૃત્યુ



કોઇ કહે કોગળીયું આવ્યું
પ્લેગ અને ઝરી મરકી;
એક પછી એક ચાલ્યા જાયે
એમ જગતમાંથી સરકી—

કુટિલ કાળની [illegible] નીતિથી
પડ્યા રગડમલ પંજામાં
રાજા અમીરને નાના મોટા
નવ છુટ્યા સકંજામાં—

ઉંચે નીચે આડે ત્રાંસે
ઈચ્છે ત્યાં જઇને નાસે
છતાં કાળનો [illegible]રમી પંજો
જ્યાં હોય ત્યાં જઈને ફાંસે—

એક એકથી અધિક સવાયા
છત્રપતિને ઘરબારી
વીણી વીણી પીંખી નાખ્યા.
નથી રહીએ ઉગરાણી—

સાધુ યોગી જતિ સતીને
તપીયા જપીઆ સહુ પાડ્યા
એક અગર બીજા બાનાથી
સૌને મૃત્યુએ ઝાલ્યા—

જીવજંતુને ઉરપર ભૂજપર
પક્ષી આકાશે રહેનારા.
જળચર સ્થળચર પ્રાણીનાના
મૃત્યુને જઇ મળનરા—

માનવ જાતિ નહીં વાંછે પણ
દુઃખી જનોનો દિલાસો
તુજ શરણુમાં જે કોઇ આવે
શાન્તિ પામે તે ખાસો.—

( ૧૫ )

# નવું જૂનું



નવા જૂનાનો ફેર બતાવું
કયાં હતાને કયાં છઇએ
હિંદુવટ તો આજ હણાયે
ઉપાય શા યોજી લઇએ.

ઋષિ મુનિ જ્યાં વસતા પહેલાં
વેદ સ્તવનમાં રત રહેતા.
જોગી જતિ વેરાગીના જૂથ
આજ ઘરોઘર આથડતા

કુમ કુમ પગલાં સતીનાં પડતાં
એજ પુનિત આ ભોમ હતી
નંદન વનને સ્વર્ગ સરિખી
જમીનમાં રસરેલ હતી.

શ્રવણ સરિખા પુત્રો પહેલાં
માત પિતા માટે મરતા
આજ અજાયબ એ જમાનો
જગત ફરો પણ નહિ જડતા.

રામ સરિખા રાજા ન મળે
ભરત સરીખા ભાઇ નહિ
સીતા સરખી સુંદરી ન મળે
દશરથ જેવું છત્ર નહિ

પ્રજા જનો રંજાડે મારે
કહેણ વખત આ ચાલે છે
ભાઇભાઇ ને રાજ્ય લોભથી,
એક બીજા સંહારે છે

સીતાની જગાએ દેખો
આજ અમારી બેનોને
પર નીંદા કુથલી કરવામાં
મીઠું મરચુ ભેળે છે

રાજસ્થાની રમણી માટે
રાજપૂતે રૂધિર રેડયું
આજસુધી ઐતિહાસિક પાનાં
એ ગૌરવની સાખ પૂરે

એ આબરૂ અને મહત્તા
વિલીન થઇને અસ્ત થઇ
જ્યા જ્યાં નારી પૂજા ન મળે
તેની પડતી પૂર્ણ બની.

કૃષ્ણ ચંદ્રની ગીતા મૂકી
ઓધડનું આળખાણ કર્યું
ભેગા થયા સૌ ભમરાળા ત્યાં
ધર્મ નામ પણ શેષ ગયું.

ઝૂઝતા જૂલ્મોની સામે
એ બહાદુર ને બળવાળા
બેરી પાસે રહ્યા બહાદુર
હવે કાયર છે છળવાળા

લડાઇને દંગાની વખતે
ધણી થયો પણ નાસે છે
ઇશ્વરને આધારે મૂકી
બાલ બચ્ચાંને ભૂલે છે.

ના કૌવતને નાતવાન પણ
સવાશેર ફાંકો રાખે
વાત વાતમાં ઝઘડા કરતાં
સ્નેહીનું બુરું તાકે

અસભ્ભના યુવાનો દેખો
ધમધમાવતા વસુંધરા
એને બદલે માયકાગલા
જુઓ તમે ફીક્કા ચહેરા.

સૌ સૌને મન મોટા માને
નીચ ઉંચનો ભેદ રાખે
એ હાલત છે અધોગતિની
નિયમ વિશ્વનો સાખ પુરે

વૃદ્ધો જાણે વરસો જાતાં
ડહાપણનો જમાવ કર્યો
યુવાન જાણે નવી વિદ્યાનો
આખો દરિયો મેં ડોળ્યો

આછાં કપડાં સાફ સુફીને
વાંકા ચુકા વાળ વણ્યા
હ્હેક મ્હેક મ્હાલે નારી
સઘળું જાણે અમે ભણ્યા.

મૂર્ખા જાણે હું સૌ જાણું
અન્ય આંધીમાં છો સમડે
પંડિતને મન હું કહું સાચું
અન્ય ખરૂં તે ફોક કરે.

વેદાંતીને વેદજ સાચા
ભજનીને મન ભજન ખરૂં
કેટલાક માને કર્મકાંડને
સૌ કહે મેં સાચું કર્યું

નાતિ જાતિ મત મતાંતર
કડવા વેલા બહુ પોષ્યા
સમજવાનું સમજ્યા નહિ જેથી
અધોગતિએ જઇ પહોંચ્યા

## વિધવાને

વિધવાને જાણોરે જગની સેવિકા
પતિની એ છાયા પણ અંતર ઉષ્ણ જો

એકલડીને આથ વિહોણી ઝુરતી
હૃદ સરવરમાં ઉર્મિ છે પણ બંધ જો—વિ.

કટુ સાંભળતા પણ કટુ નહિ ભાખતી
એવાં જાણે જમા કર્યાં શુભ જ્ઞાન જો
પરસેવામાં જુવે પણ સેવા ઘણી.
દિનચર્યામાં રહે છે લયલીન જો—વિ.

ગૃહકાર્યમાં જ્યાં જ્યાં જોઉં નિશાનીઓ
પુનિતપણાનો ત્યાં ત્યાં ફરતો હાથ જો
સેવે સઘળાને પણ પોતે સેવ્ય નહિ.
અંતરમાં ભાવે છે એવા ભાવ જો-વિ.

કૌટુમ્બિક જીવનનો એ સ્રષ્ટા ગણું.
હુબહુ જાણે ગંગાનું સ્વરૂપ જો
શ્વેત ઝરણ જેવાં જીવન વહાવતી.
માનસ સ્ફાટીક પૂર્ણ પણે છે શુધ્ધજો-વિ.

અકળાયે છતાં પણ મુખપર રોષ નહીં
અપશુકનમાં તને ગણે અજ્ઞાન જો
મનમાં પામરતા સમજે છે લોકની
સુખ દુઃખના એ વરસ વિતાવી જાય જો-વિ.

પરલોક પતિને મળવાને ચાહતી
એ આન્દોલન શુધ્ધ હૃદયનું હીર જો
મૂક મનથી તું ઈશ્વરને આરાધતી
જન્મો જન્મ પામુ અનો સગ જો-વિ.

# ભૂતકાળનું ગૌરવ



વીર વિભૂષિત આ ધરતી હતી
યુધ્ધ કૌશલ્ય વીરત્વનું ધામરે
હતભાગી હિંદુ જૂની જાહોજલાલી અસ્ત થઇ

અશોક અને મહારાજા ચંદ્રગુપ્ત
સમુદ્રગુપ્ત હર્ષ પૃથ્વીરાજરે...હતભાગી

ઉત્તરે કાંધાર દેશ સર કર્યો
મૂકયો સુબો નિજ પુત્ર કુણાલરે...હતભાગી

વિજયનગરનો જૂનો રાજગઢ
દક્ષિણમાં આજ પુરે છે સાખરે...હતભાગી

સુરાષ્ટ્ર કલીંગ પુર પશ્ચિમમાં
હિંદુવટની ફરતી ત્યાં તો આણરે...હતભાગી

કુમાર સિધ્ધાર્થ આપ્યા હિંદમાં

છુટે હાથે આપ્યું ઝીણું જ્ઞાનરે...હતભાગી

હર્ષ દરબારે પંડિત આવતા
એના જોટા મળે નહિ જગમાંયરે...હતભાગી

કપીલ કણાદને પતંજલિ
યાજ્ઞવલ્કય કાયદાના જાણકારરે...હતભાગી

વણિક પુત્રો વહાણવટું ખેડતા
જાતાં ઠેઠ જાવાની મોઝારરે...હતભાગી

વીરપૂજા આજે વીલાઇ ગઇ
જાણે નહિં કોઈ શિવાજી પ્રતાપરે....હતભાગી

નારીપૂજાને નબળાઇ માનતા
એવાં આજે ભારતનાં સંતાનરે...હતભાગી

વિધવાને ગણે જગની વેઠ છે
પળે પળે આંતરડી દુભાયરે...હતભાગી

નવી વિદ્યાનાં અંકુર ફુટીયાં

નેવનાં પાણી આજે ચડયાં છે મોભરે...હતભાગી

જૂની સંસ્કૃતિ જૂનો જૂનવટ
ભૂલ્યા સરવે હિંદુતણા બાળરે...હતભાગી

ધરતી ધમધમતો યુવક પાયથી
આજે એ તો વાયે ઉડી જાયરે . હતભાગી

એક જ પિતાના સહુ બાળકો
ઝઘડીયે દયાનંદની સાથરે...હતભાગી

ઓંકાર ધ્વનિ જેણે ફુંકીયો
ઓળખાવ્યા આપણને છઇએ સિંહરે...હતભાગી

માંહો માંહે ઝઘડા માંડીયા
સઘળો એ છે સ્વજાતિ વિનિપાતરે...હતભાગી

ખોબે ધોબે અન્યને આપીયું
આજ યાચે છે હિંદ એ નવાઇરે...હતભાગી

મ-ત મ-તાંતર મૂકી દઇ
એકજ છઇએ હિંદુ અને હિંદરે...હતભાગી

# બાલક



જ્યાં જ્યાં કુમકુમ પગલી તારી પડે
નિરદોષતા જોઈ નમું હું નમું
ગૃહ બહિર તમ વાણી વહે
જાણે અલિ કલાપ ગુંજાર કરે—નિરદોષતા

ગૃહ મંદિર મેડી મહેલાતો બધી
તમ વિણ એ સર્વે શૂન્ય હતી
તુજ ઉદ્‌ભવે આજે અજવાળી—નિરદોષતા

ઋતુરાજ વસંતનું પુષ્પ ખરું
જ્યાં જ્યાં હોય ત્યા પરિમલ પાથરતું
મંદ હાસ્યથી વાસ ઉજાળી રહ્યું—નિરદોષતા

માનવ જાતિમાં એ રૂડું પક્ષી ખરું
કિલાકલાટ કઇ કંઈ આલાપતું
સ્વચ્છંદે ગમે ત્યાં વિહરતું—નિરદોષતા

સ્વર્ગ સરિતાનું અમૃત ઝરણું વળી
વહી સંસાર સાગરે જાય મળી
સ્વર્ગસમ સંસાર વહાવી વડે-નિરદોષતા

## કુલવધૂ



કુલવધૂને જાણે ઘરની ગુલામડી
હતભાગી હિંદુવટનો એ ખ્યાલ જો
પળે પળે એ ઉન્હા આંસુ સારતી
ગૃહે ગૃહે એ ગૃહ લક્ષ્મી દુભાય જો-કુલવધૂ

સાસુની સેવા કરતાં જશ ના મળે
નણદી શોધે ઝીણા મોટા વાક જો
જેઠાણી કહે છે વહુને ના આવડે
ગૃહપણાની એકે રૂડી રીત જો-કુલવધૂ

પ્રભાતમાં ઉઠીને કામે લાગતી
ટકટક સઘળાની સાંભળની જાય જો

રોષ ચડે પણ સૌમ્ય પણું એ દાખવે
અપયશવાળુ જીવન જીવી જાય જો—કુલવધૂ

મ્હેણાં ટોણાંની ઝડી વરસી રહે
ગૃહ વધૂને જાણે છે ગુન્હેગાર જો
સગા સબંધી પાડોશી ટોળેવળે
ગુન્હાતણી તપસીલમાં નોંધો થાય જો—કુલવધૂ

સાંજ પડે છતાં પણ સુખ એને નહિં
જમતાં હીંચોળે સાસુજીનાં બાળ જો
મ્હોર રાત સુધી એ વાસણ માંજતી
પછી જતી એ પતિતણે આવાસજો—કુલવધૂ

કુળકુળના આજે આવા ઇતિહાસ છે
સુકાઇ જાયે એ સુંવાળી વેલ જો
ઉભણ લાગણી અને બળાપે ઝુરતી
છુપાં આંસુ ખેરી આખર જાય જો—કુલવધૂ

* * *

# આજનો કોલેજીઅન.

ઉચ્ચ અભિલાષાને સેવે
વાણી વિલાસોનો શોખ ધરે
ભલા ભલા મનોરથને ભાવે
કરવાનુ એ નાંહી કરે —

મીટીંગમાં જઇ મોટાં ભાષણ
મોટા નામો આપે છે
સિદ્ધાંતનું પ્રતિપાદન કરતાં
કરવાનુ એ નાંહી કરે—

નારી પૂજા ત્યાં કરતા પણ
ઘરમાં સ્ત્રીને મારે છે
સમાનહકનો સિદ્ધાંતવાદી
કરવાનુ એ નાંહી કરે—

અર્થશાસ્ત્રનો એ અભ્યાસી

છતાં નાનું સમજણ એને
કોટ પાટલુન ચશ્મા ચડાવી
કરવાનું એ નાંહી કરે—

ઝીણી નજરે સાહિત્ય જોયું
વણજોયું વગવે બીજું
તર્કશાસ્ત્રને વાંચી સમજી
કરવાનું એ નાંહી કરે.—

જુજવા ઇતિહાસો જોયા
પોતામાં પાડયું કાણું
નીતિ શાસ્ત્રની વાતે વળગી
કરવાનું એ નાંહી કરે.—

લીન થયો એ ગણિત શાસ્ત્રમાં
ક્રોસ અને થીટા કરતો
કાવ્યતણી એ કળા પિછાની
કરવાનું એ નાંહી કરે.—

રસાયણ વિદ્યાનાં જો રે
જુદા જુદા ગેસો શોધે
પરમ ગેસ એ પરમાત્માનો
કરવાનું એ નાંહી કરે—

બડાબડાની વાતો બોલે
બર્ક અને શેરીડનને
સુતાં ઉઠતાં એ સમરતો
કરવાનું એ નાંહી કરે—

પોતાનું છે બધું નકામું
એ શ્વાસો શ્વાસે ઉચ્ચરે
નિગાહ નથી કીધી પોતામાં
કરવાનું એ નાંહી કરે—

રમત ગમતને જીમખાનાની
વાત બધીએ છો કરનો
ભાઇચારાની ગંધનથી ત્યાં

કરવાનું એ નાંહી કરે—

કલબો અને રેસીડન્સીના
ગેધરીંગમાં એ મોખરે
પ્રદર્શન કરે નિજ જ્ઞાનનું
કરવાનું એ નાંહી કરે—

નવી વિદ્યાના જોરે ચાલે
જાણે સઘળુ મેં જોયું
અલ્પમતિ એ સમજે નહીંને
કરવાનુ એ નાંહિ કરે—

## વડીલને



વડીલ છતાં પણ સમજે નહીં નિજ કામને
જવાબદારીનો જરીયે ન મળે રંગ જો
બાળ પણે પરણાવે છે નિજ બાળને
વણ સમજે એ જમા કરે છે દુઃખજો—

મોટ પણે એ વરવધૂમાં સ્નેહ નહીં
પતિ ભણેલો અર્ધાંગના છે શૂન્ય જો
એકમેકનું દિલ જાણે જુદું રહે
અંતિમ એનું ઝેર હલાહલ હોય જો—

લ્હાવાના લોભે પરણાવ્યો પુત્રને
સમાનતા ભૂલ્યાને ભૂલ્યા ભીંત જો
ઉમર વિદ્યાનું વિષમપણું ત્યાં તો રહ્યું
જીવન બંસીના વાગે જુદા સુર જો—

પૌત્ર થશેને ઉજળું કુળ કરશે વળી
ભ્રમણા મોટી એનું ન મળે માપ જો
હૃદય વિણામાં ફાર પડી જાણે નહિં
જીવત ભર એ સાંધી નવ શકાય જો—

ઉંડા ઉંડા નિસાસા વળી નાખતો
એ ઉડતો આકાશે ભામા હેઠ જો
એ અંતરનુ ભાન નહિ તમને જરી
બળાપાથી હૃદય કરતો ખાખ જો

દીલ જલે પણ ઘા દેખાડી નહીં શકે
પુરૂષ પણાનું એને છે અભિમાન જો
ઉંડા ઉંડા સઘળા વ્રણને સેવતો
અંતર આજે એનું બ્હેરૂં ખોડ જો—

પળાપળના ઉંડા નિસાસા નાખતો
અંતર શાપે એ કઢંગી રીતએ
ખાનદાનીના ખોટા ભારે ભારીયો
અંતર મનને એનો આપો દેહ જો —

સંસ્કારી દંપતિને એ જ્યાં દેખતો
દુરથી પ્રણમી દુરથી ચાલ્યો જાય જો
આશિરવાદો અંતરના એ આપતો
રહો અખંડિત એની એવી જોડ જો—

  

# ઋણ



રૂણ સેવતો જન જે અધાતું
નીંદ સરખી ના મળે
ચીંતાતણા ભારે ભરેલો
સંસારમાં એ વિચરે.—

લાવો કહી લોકો થકવતા
આજ કાલ આપીશ એ
બહાનાં બતાવી છટકવા
ઉપાય સઘળા આદરે—

નિજ કામમાં મશગુલ એ
ત્યાં આવી ઉઘરાણી કરે
આવેલ ચીંતામાં ઉમેરો
ઉઘરાણીથી થશે—

ગામમાં કે સીમમાંને
ખેતરે કે પાદરે

જ્યાં જ્યાં જતો ત્યાં લેણદારો
દૂર થઇ પાછળ ફરે—

હુકમનામાનાં હુકમથી
કોરટો કાયર કરે
ઉપાય શોધે છટકવા
પણ છેવટે એ ફસી પડે—

ઘરમાં જતાં ઘરની ગૃહિણી
એક બે વાતો કરે
શૂન્ય મનથી સાંભળી એ
ધ્યાન વિણ હાહા કહે—

નિજ બાળ માને મુજ પિતા
સામે જઇ કંઇ આચરૂં
કાલાને ભોળા બોલમાં
આનંદમય વાણી વદુ—

મન કોકડું એનું ગુંચાયું
ફસામણી ગલ્લીઓ મહીં

બાલક તણા બોલો ભણી
એને અભિરૂચી છે નહિં—

## યાચના.



જગતમાં જન્મીને યાચું
પ્રભુજી દયો તો એવું દયો
હતા શિરછત્ર શ્રી રામને
ભરેલા વાત્સલ્ય ભાવથી
વિયોગે પંચત્વ પામ્યા
પિતાજી હો તો એવાહો—

દિવસને રાત ભર સેવા
કીધી બ્રહ્મચારી લક્ષ્મણે
ઝુકે એ રામને વચને
બંધવ હોતો એવા હો.—

જીજીબાઈ એ જમાનાની
વીરત્વનાં પાન પાનારી
બનાવ્યો સિંહ શિવાજીને
માતાજી હો તો એવા હો—

પત્નિવૃત રામના જેવું
જગત ફરી એ નહિં જોશો
જીવનભર અન્ય ના ઇચ્છી
પતિ જો હો તો એવા હો—

દીધેલાં વર કૈકેયીને
અણબોલી આજ્ઞા દશરથની
બરાબર પાળી શ્રી રામે
પનોતા પુત્ર એવા હો—

હતા ચક્રપાણિ બંસીધર
પળેપળ કાળજી લેતા
જગાર્યાં પંચ પાંડવને
સુહૃદ હો તો એવા હો.—

પતિના સુખ દુઃખે રહેતી
　　સમાન એ જનક પુત્રી
પડયાં દુઃખ પ્રેમથી સહી
　　પત્નિ હો તો એવી હો.—

પવનસુત જાય પવન વેગે
　　શિરસાવંદ્ય આજ્ઞાધારી
હજુરના હુકમે રહેતો
　　સેવક હો તો એવા હો—

ખરેખર રાજવટની રીત
　　પ્રતાપી પ્રતાપસિંહ જાણે
અણનમ શિર્ષ એ રાખે
　　નરેંદ્રો હો તો એવા હો.—

જુનું ખંડેર હિંદુત્વનું
　　પડીને ચૂર્ણ એ થાતું
મરામત કીધી દયાનંદે
　　મહર્ષિ હો તો એવા હો—

ધરી દેહ પરોપકારાર્થે
જગતને આત્મવત્ જાણે
હણે નહિં કોઈને ન હણવા દયે
પયગંબર હો તો એવા હો.—

# દંપતિ ચિત્ર



મુજ મનના માલીક રસીલા
જીવનના દીવા ...

પ્રેમામૃતનાં ઝરણાં છાંટો
નયનોનાં તારા
સાવિત્રી સમ નરવર પામી
હું પુનિત થઇ છું
જીગરના અણમોલ
આન્દોલને ઝુલો તો હીંચુ.—

ગૃહસ્થાશ્રમની દેવી છો
જીવન ભાગિનિ લેખું
હૃદય મંદિર મમ હવે ઉઘાડી
પ્રેમે તને પધરાવું
મુજ મનની માલીક રસિકા

જીવનની જ્યોતિ—
ભાવનાંભર્યાં છો આપ અમારા
જીવનભરના સાથી
આપને ઓથે અમે રહીને
ગૃહમંદિર અજવાળી—મુજ

ગૃહિણી વણ જેમ ગૃહ છે સૂનું
સુકાની વણ જેમ હોડી
પુરૂષ જીવનની અદ્‌ભૂત પ્રકૃતિ
સ્વર્ગ સંસારે રચતી—

# કૃષ્ણચંદ્ર

એ...વારી જાઉં
વારી કૃષ્ણચંદ્રને
વ્રજવાસમાં કુરૂક્ષેત્રમાં
ઉપકારી વપુધારી...

મુરહણી મુરારી બન્યા
ભકતજનોનાં કામ કીધાં
એ જીવન આરાધિએ ...

આહિરોમાં વાસ કરી
ગોપની સાથે રાસ રમી
ઉદ્ધવને ઉધારીઓ...

શિશુવયે વિરાટ દર્શન
પાર્થ સાથે રહ્યા પ્રસન્ન
દ્રૌપદી ચીર પુરીયાં ....

ધર્મ ક્ષેત્રે કુરૂક્ષેત્રે

ગીતાનાં પ્રવચન કીધાં
યુગે યુગે કોલ આપીને...

## રાત્રિ



દિનકર તણા રથ થાકથી
જ્યારે સ્વગૃહે સંચરે
જગતને આરામ આપી
શાન્ત રાત્રિ પાથરે
આ રાત્રિ મારી પ્રિય સખી
તું વિશ્વનો આરામ છે
સહુ તુજ ગોદે ઉંઘતું
મૂકી વ્યથા નિશ્ચંત છે
કારીગરો વ્યાપારીઓ ને
કૃષિકારો કે વળી
જગત ભરના અન્ય માનવી

તુજ આશરે પોઢે છળી
આ શાન્ત રજનીમાં જુઓ
કોઇ અભાગી વિધવા
સૌ સુતું ત્યારે આંસુ સારે
લેશ સુખ એને નહિં
પાપી પુરૂષનાં પ્રલોભન
સમાજનો સિતમ અને
વિપથ ગામી જવામા
છેવટે કુવો પુરે.
કોઇક યુવક જાગતોને
પુસ્તકો ઉથામતો
એકીટસે વિચારતો
કહી ભાગ્યને એ વિરમતો
થાકને વળી ઉંઘને
આરામને એ અવગણે
સ્રીતણી અસમાનતામાં
આજ કાલજ ફડફડે

સંસાર સાગરની મજલ
બે પાંખથી પુરી થશે
પણ એક પાંખે ઝુઝતા
યુવાન એ અકળાય છે
વળી કોઇ બાળા ભાલી ભોળી
બાલ પતિને પામી ને
ઉન્હા આંસુ સારતી ને
વ્યતિત રજની એ કરે
લેણુદારો લાવ લાવ કરી
જેને સંબોધતા
તેને જરાયે નીંદ ન મળે
છો રાત્રિ પર રાત્રિ પડે
ચોરો કુકર્મી છોટકાને
કામ કાળાં સહુ કરે
રાત્રિ મનથી દિવસ માની
વ્યવહાર સ્વચ્છંદે કરે
આમ્રૂ આમ્રૂ આધાર જેને

એવા યોગી ઉંઘે નહીં
પ્રણવપદની સેવના થકી
આત્મ ઉજળો એ કરે

# વર્ષા ૠતુમાં સિંધુ નદીનાં તટ પર



શિતલ વાયુ વાયે
શિતલ કણથી ભૂમિ સિકત બનતી
અને સૌદામિની
ગગન નયનમાંથી ચમકતી—

ગડેડાટો મોટા
ગર્જન કરી ઘન ગજવતા
મયુરો કેકાથી
મનુજ સંગીત લજવતા—

સર્વે પક્ષી કુલો
આનંદોત્સવ ઉજવતા

સ્વજાતે નાહીને
શરીર પરની રજ ઉડવતા—

દ્રષ્ટિ જ્યાં જ્યાં ઠરતી
અસીમય અને હરિત ભૂમિમાં
નિહાળુ હું ત્યાં ત્યાં
અવનવા કુદરતના બગીચા—

વળી ખળખળ વહેતા
તુષાર સમ એ શ્વેત ઝરણાં
શ્વેત સિકર ઉડાડે
ફુવારા કુદરત તણા—

નદી મોટી સિંધુ
પુર ઝડપથી વહી જતી
સંગ્રહેલું સર્વે
જઇ સમુદ્રે ઠલવતી—

નદી સિંધુ પ્રાન્તે
અલખ અવધૂત એક વસતો

અને ઝુંપડી બાંધી
ઓમ્ ભૂર ઓસ્વર ગજવતો—

અપેક્ષા વિહોણો
તપદમે વળી કૃશ બનેલો
ભુલેલા પાન્થોને
મિષ્ટ વચને સંબોધતો—

બગીચો પશ્ચિમે
પરોપકારે રૂષિએ બનાવ્યો
કુસુમોની સુરભિ
વળી મંજરીએ મહેકાવ્યો—

ગાયક પક્ષી છે ત્યાં
કલાપીને કોયલ સમા
વેદ સ્તવન આલાપે
શૂક મેના અતિ ઘણા—

  

# સંભવામિ યુગે યુગે

ઉર્ધ્વ ગ્રીવાએ આંખો મીંચી
તમને પ્રાર્થું છું
હવે પ્રભુ તમને પ્રાર્થું છું
રે. રે. હો નાથ હોજી
કોલ પ્રમાણે અવતરશો ક્યારે
ધરામાં ધાન્ય નથી થાતું
નથી નીર મેઘ તણું સવતું
તાપ તપેને સુર ફુંકે છે
અમને અકળાવે ખરેખર—
ઉંડા જળ સરોવરના ચાલ્યાં
નથી નીર નદીને નાળામાં
કળકળતી તૃષાતુર પૃથ્વી
જવાળાઓ કાઢે હવે તો
વેપારી વાચક નાપાળે
વળી ઓછું તોલે આપે
સત્ય પ્રતિષ્ઠાની દેવી તો

આજે અભડાયે ખરેખર
કૃપીનો કસ લઇ રયે રાજા
મંત્રિઓ સૌ મુકે માઝા
રાજા પ્રજામાં પિતા પુત્રનો
નિયમ નાંહી મળે હવે તો
પરસ્પર વેર તણાં ઝાળાં
કલિએ જ્યાં ત્યાં છે બાંધ્યા
ભાઇ ભાઈની કાળપ
અમને આજે અકળાવે ખરેખર
કુભાર્યા સ્ત્રિનું ચલણ ચાલે
જરામાં ધણીને ધમકાવે
સતી તણો દુષ્કાળ
અમોને સૌને સાલે છે હવે તો
પિતાનું પુત્ર નહિં માને
સદાયે માતા સંતાપે
કુટુંબ કલેશને ઝગડા ટંટા
આયુષ્ય વહી જાયે ખરેખર
ધુતારા લોકોને હૃદયે

પોષે છે પાપ ધર્મ નામે
જ્યાં જુઓ ત્યાં લુચ્ચા લબાડી
તુજ નામ સ્મરણ વગરે
જગતમાં મંત્ર તંત્ર ચાલ્યા
ઘરેઘર પાખંડી ફાલ્યા
દોરા ધાગા ચીઠ્ઠી પત્રી
બેરાં ભરમાવે વેરાગી

રોગોનાં નવ અંકુર ફુટે
પ્રતિદિન ગુવાનો ચુટે
ખરી જતી વસંત અમારી
વિષાદ આપે છે અમોને

ઘુંટણ ભર આજ અમે થઇએ
વળી દીન વચને કરગરીએ
સકળ પ્રાર્થના પ્રભુને સોંપી
ફર્જ અદા કરીએ ખરેખર

